# કોકિલ નિકુંજે




લેખક

મહાવીરપ્રસાદ દાધીચ

બી. એ.

# કોકિલ નિકુંજે

O BLITHE New-comer! I have heard,
I hear thee and rejoice:
O Cuckoo! shall I call thee Bird,
Or but a wandering Voice?

Wordsworth.



લેખક:
મહાવીરપ્રસાદ શિવદત્તરાય
દાધીચ બી. એ.
સાંતાક્રુઝ



# Om



# Truth Beauty and Joy.



:: પ્રકાશક ::
મહાવીરપ્રસાદ દાધીચ
સાંતાક્રુઝ : મુંબઇ.

:: કીંમત ::
આઠ આના

HAIL, beauteous stranger of the grove!
  Thou messenger of spring!
Now Heaven repairs thy rural seat,
  And woods thy welcome sing.

***　　***　　***

O could I fly, I'd fly with thee!
  We'd make, with joyful wing,
Our annual visit o'er the globe,
  Companions of the spring.

*M. Bruce*

:: મુદ્રક ::
પ્રભાશંકર જયશંકર પાઠક.
ધી જગદીશ્વર ટાઇપ એન્ડ લીથો પ્રીંટીંગ પ્રેસ.
ગીરગામ આંબાવાડી, ઘર નં. ૯, મુંબઇ-૪.

આવૃત્તિ ૧.] સને ૧૯૨૭. [પ્રતિ ૫૦૦.

O BEAUTIFUL beyond compare!
Thou art my soul's delight!
Thou art a wreath of blossoms rare,
From Nandan's gardens bright!
Like everlasting Spring thou art,
To my rejoicing heart!

*Dr. Rabindra Nath Tagore.*

## આ જ લેખકનાં બીજાં પુસ્તકો.



કુસુમ કળીઓ : કવિતાઓનો નાનો સંગ્રહ ૦–૪–૦

બ્રહ્મચર્ય : એ જાણીતા વિષયપર
સ્વતંત્ર નિબંધ ... ૦–૨–૦

પરોપકારાર્થે પ્રાણાર્પણ : મહર્ષિ દધિચિના
જીવનની અદ્‌ભુત કથા... ૦–૨–૦

કાવ્યકળા : હાસ્યરસનું એક સુંદર પ્રહસન ૦–૨–૦

**: : હવે પછી : :**

નંદન નિકુંજે : અનેક ભાવનાપૂર્ણ લેખોનો
નવીન સંગ્રહ ... ...૦–૮–૦

: : મળવાનું ઠેકાણું : :

**વર્ધમાન ઍન્ડ સન્સ.**

પાયધુની : મુંબઇ : ૩.

# પ્રસ્તાવના



' કુસુમ કળીઓ ' એ નામે પોતાની થોડીક કૃતિઓને પ્રકટ કર્યા પછી પાંચેક વર્ષે ભાઇ મહાવીરપ્રસાદ પોતાનો બીજો સંગ્રહ ' કોકિલ નિકુંજે ' એવા નામથી આપણી પાસે રજુ કરે છે. ગુજરાતના પુત્રો પોતપોતાની ભાવના પ્રમાણે ગુજરાતની અને ગુજરાતી ભાષાની સેવા કરી રહ્યા છે તેમાં ભાઇ કાલેલકર તથા *બહેન સુભદ્રાદેવી જેવાં, બીજી ભાષાવાળાંઓ પણ ગુજરાતી ભાષા દ્વારા પોતાનાં કર્તવ્ય સાધવા શ્રમ લઇ રહ્યાં છે તેવા યુગમાં મારવાડી કુટુંબમાં જન્મેલા પણ અભ્યાસ અને સહવાસથી ગુજરાતી ભાષાને સ્વભાષા જેવી ગણી તે દ્વારા પોતાની કાવ્યોર્મિં ઉછળાવનારા ભાઇ મહાવીરપ્રસાદને ગુજરાતી ભાષાના વાચકો અને અનુરાગીઓ સત્કારશે એમાં શંકાને સ્થાન નથી.

' કુસુમ કળીઓ ' માં ' એક કુંજ 'માં ટહુકેલી ' કોયલડી ' અને તેજ કુંજમાં ' મધુરો ટહુકો ' કરનાર ' કવિ કોકિલ ' ચાર પાંચ વર્ષમાં જે કાંઇ ઊર્મિઓ લેખકના હૃદયમાં ઉછળાવી રહેલ હશે તેની પીછાન નિકુંજમાં રહેલી કોકિલના ટહુકાર રૂપે ભાઇ મહાવીરપ્રસાદ આ સંગ્રહદ્વારા આપણને સંભળાવે છે.

---

*જર્મન વિદુષી મીસ શાર્લોટ ક્રાઉઝે.

ભાઈ મહાવીરપ્રસાદ કવિતા માટે બહુ શોખ ધરાવે છે, કવિતાના વાંચનમાં રસ લે છે, કવિતાના અભ્યાસ માટે હમેશાં ઉધુક્ત રહે છે, અને ' કવિતામાં કાંઇક કરવું ' એ હોંસથી તો એટલા બધા ભરેલા છે કે ઉછળતી ઉર્મિઓ હૃદયમાં નહિ સમાતાં જ્યારે જ્યારે ઉભરાઇ જાય છે ત્યારે ત્યારે તેને કવિતારૂપે ઝીલી લેવા હમેશાં તત્પર રહે છે. તે તે કવિતાઓને તેઓ ફરી ફરી વાંચે છે, ફેરવે છે, સુધારે છે, સુધરાવે છે અને કાંઇક અનુમોદન મળે છે ત્યારે જ પ્રકટ કરવાની વૃત્તિ હાથ ધરે છે.

આ સંગ્રહ વાંચનારા જો સમાલોચનાની ઝીણવટથી વિચારવા બેસશે તો, ' કુસુમ કળીઓ ' વાંચ્યા પછી લેખકના કવિહૃદય માટે જે કાંઇ આશા તેમને બંધાઇ હશે તે કદાચ ઘણે અંશે સફળ થયેલી માલુમ નહી પડે, તો પણ સરળ જીવનમાં સ્ફુરી આવેલી આ કવિતા લહરીઓ ઘડીભર આનંદ આપનારી તો તેમને લાગશેજ. તેમાં કલ્પનાનાં ગગનસ્પર્શી ઉડ્ડયનો નથી કે મસ્ત મગજમાં તરી રહેતા તરંગોની હારની હાર નથી; ઉંચા આદર્શનાં બેનમુન ચિત્રો નથી, કે નથી તેમાં ' કુટિલ વ્યવહાર નિષ્ણાત ' સંસારીઓ માટે નિદર્શન પાઠો. તો પણ

કેવી કળા મધુપમાં મધુને પીવાની,
પીશે સુધા પણ દિસે નવ ડંખ તાણી;
તોડી સુંઘે તરૂ થકી ફુલ માનવો રે,
સૌંદર્યની નવ કરે પરવા જરીએ.

એવા સૌંદર્યની કદર કરી તેનો ખરી રીતે ઉપભોગ સમજાવનારા વિચાર, તથા પરતંત્રતામાં સડી મરતાં માનવોને પ્રભુ-વાટિકામાં સ્વતંત્ર વિચરનારી કોકિલા દ્વારા 'ધિક્ક હો નગરને' અને 'ધન્ય છે નિજ ગ્રામ વાસ' એવો ઉપદેશ વાંચનારા વાચકોને તદ્દન નિરાશ થવા જેવું તો નહિંજ લાગે.

મનોવૃત્તિ બહુ ઉત્કટ હોય તો પણ સંગીન અભ્યાસ કે સતત વાંચન નહિ હોવાને લીધે આ જમાનામાં પ્રભુદત્ત શક્તિ પણ ઘટતો વિકાસ પામી શકતી નથી એ આપણું દુર્ભાગ્યજ સમજવું. જીવનયુદ્ધ માટે કરવી પડતી તૈયારી જુવાનીનો એટલો બધો વખત લઇ લે છે, લક્ષ્મી અને પ્રતિષ્ઠા માટેનો મોહ એટલો બધો વધી ગયો છે, જીંદગીની મોજમજા ભોગવવાની લોલુપતા એટલી બધી અમર્યાદ થઇ ગઇ છે, કે જુવાનીના ઉછાળાથી ધમધમતી નસો પણ તે બધાંની પ્રાપ્તિના પ્રયત્નો પછી શિથિલતા અનુભવે છે, અને તંદ્રા અને આળસને વશ થઇ રહે છે, આમ જુવાનોમાં પણ ઘડપણ ભોગવતા આપણા ભાઇઓનાં કવિ હૃદયમાંથી કવિતા ઉડી જાય છે અને ગુજરાતને સારી કવિતા માટે જમાનાના જમાનાઓ સુધી રાહ જોયા કરવી પડે છે. આવા વાતાવરણને લીધે અભ્યાસ ચિંતન કે તત્વશોધનના પ્રયાસો બહુજ થોડા થઇ શકે છે. ઉમ્મરમાં વાર્ધક્યના ક્ષેત્રમાં પ્રવેશ કરી ગયેલા કે પ્રવેશ કરવા તૈયાર બની રહેલા બે ચાર પાંચ ધુરંધરો સિવાય હાલ તો કોઇ જ સાહિત્યરસિક કે ભાષાસેવક આપણી નજરે પડતો નથી એમ કહેવાથી જુવાન વર્ગની અવગણના થતી નથી, પણ જે કોઇ

કોઇ વ્યક્તિ આટલી બધી મુશ્કેલી છતાં પણ કર્તવ્યપરાયણ બની રહે છે તેમની પ્રશંસા જ થાય છે. ભાઇ મહાવીરપ્રસાદ પણ આવા પ્રયત્નોમાં પોતાની સર્વ શક્તિ વાપર્યાં પછી પણ સાહિત્ય ક્ષેત્રમાં યાદગાર પાક ઉતારવા ભાગ્યશાળી બનો એજ પ્રાર્થના.

લક્ષ્મીનગર
ભાદરવા વદ ૧
સંવત ૧૯૮૩.

હિમંતલાલ ગણેશજી અંજારિયા

श्री दधिमती जयति.

# નિવેદન.



મ્હારા એક મિત્રે મને પ્રશ્ન કર્યો કે 'કોકિલ નિકુંજે' એટલે શું ? હું એમનેજ પ્રત્યુત્તર આપી સંતુષ્ટ કરૂં તેના કરતાં કોકિલ–નિકુંજના સર્વ સુજ્ઞ વાચકો સમક્ષ પણ એનો ખુલાસો કરી દેવાનું યોગ્ય ધારૂં છું.

'કોકિલ નિકુંજે' એ કાવ્યમયી ભાષા. એનેજ ગદ્યમાં નિકુંજમાં કોકિલ એમ લખી શકાય. વળી વિશેષ સ્પષ્ટીકરણ કરવા ખાતર નિકુંજમાં ગવાએલાં કોકિલનાં ગીત એમ પણ કહી શકાય.

ઋતુરાજની મદભરી સ્વારી આવતાંજ સર્વત્ર અજબ ચૈતન્ય છવાય છે. વનસ્પતિજગત્‌માં તો અવનવા ઉત્સવો ઉજવાય છે. સર્વત્ર અવનવીન પુષ્પો ખીલે છે. અને મધુકરો અનેરાં દિવ્ય ગુંજન ગુંજે છે. રસિક આમ્ર વૃક્ષો નવયૌવનને પુનઃ પ્રાપ્ત થઈ પાને પાને મ્હોર ધરી અજબ મદ રસ રેલે છે.

આવા સમયે આમ્ર રસનું પાન કરી પ્રમત્ત બનેલી કોકિલાઓ મધુર ટહુકાર કરે એમાં નવાઇ નથી.

प्रथममन्यभृताभिरुदी रिताः प्रविरला इव मुग्ध वधूकथा।

મદઘેલું યૌવન એ માનવ જીવનની વસંત ઋતુ ! અને મનુષ્યના હૃદયના ખરા ભાવો એજ ઋતુમાં ખીલે છે અને વિકાસ પામે છે એનું કારણ એજ કે આ ઋતુમાં મનુષ્ય સૌંદર્યની અચૂક પરીક્ષા કરી શકે છે. અને તેની અનેક શક્તિઓનો સુંદર વિકાસ થાય છે.

મ્હારા યૌવનની એ પ્રમત્ત કોકિલાએ ગાયેલાં કાલાંઘેલાં ગીત તેનો સંગ્રહ તેજ આ 'કોકિલ નિકુંજે.' પછી તેમાં ઇશ્વરસ્તુતિયે હશે કે સૌંદર્ય પ્રશંસાયે હશે અને વખતે કાલાઘેલી કાંઇક કૂજનાવલિયે હશે.

•

આ પુસ્તકની પ્રસ્તાવનાના લેખક વિદ્વદ્વર્ય પૂજ્યશ્રી હિંમતલાલ ગણેશજી અંજારીઆજીની મ્હારાપર પૂર્ણ કૃપા છે અને એમણે મ્હારા લખાણને બહુજ પ્રેમથી વાંચી જઇ જે સુંદર અને ભાવપૂર્ણ પ્રસ્તાવના લખી આપી મ્હારા પુસ્તકની શોભામાં અને ઉપયોગિતામાં વૃદ્ધિ કરી છે તે માટે હું એમનો અંતઃકરણ-

પૂર્વક આભાર માનું છું. એમની મોહભરી સુજનતા વિષે વિશેષ કૈંક લખવું અત્રે અસ્થાને ગણાય.

મ્હારા પર અતિ વત્સલભાવ ધરી મ્હારી અનેક પ્રવૃત્તિ-ઓમાં વખતો વખત યોગ્ય અને અનેક પ્રકારની સહાયતા આપનાર શ્રી. હીરાલાલ મોતીરામ મ્હેતા સૉલીસીટરનો અત્રે ખરા દિલથી આભાર માનવાનું હું વિસરી શકતો નથી. મંગળાષ્ટકમ્ ( ૧ ) સ્વાગતમ્ ( ૨ ) નૂતનવર્ષાભિનંદન વિગેરે શુભ પ્રાસંગિક કાવ્યો એમની પ્રેરણા અને આદેશથીજ લખાએલાં.

મ્હારા સ્નેહી શ્રી. નાગરદાસ ઈ. પટેલ જેઓ 'શશિકલા' 'નવવલ્લરી' વિગેરેના લેખક 'ચાંદની'ના તંત્રી અને 'બાલજીવનના' સંચાલક છે તેમનો એમના તરફથી વખતો વખત મળતી. સ્નેહ અને સ્મિત ભરી સુંદર સૂચનાઓ માટે અને મ્હારા પ્રતિના એમના સ્નેહ માટે અત્રે આભાર પ્રદર્શિત કરવાનું યોગ્ય ધારૂં છું.

તેમજ આ કાવ્યોના મુદ્રક મારા સ્નેહી ભૂતપૂર્વ 'મોહ માર્તણ્ડ'ના તંત્રી, 'આદર્શભૂતજીન' તથા અન્ય પુસ્તકોના લેખક શ્રી. પ્રભાશંકર જયશંકર પાઠકનો જેટલો આભાર મનાય તેટલો થોડોજ છે આ પુસ્તકને સર્વાંગ સુંદર બનાવવાનું માન એમનેજ

ઘટે છે. જાણે પોતાનુંજ પુસ્તક હોય એવી કાળજી અને પ્રેમથી તનતોડ પરિશ્રમ કરી પોતાના નિષ્કામ સ્નેહનો એમણે મ્હને પરિચય કરાવ્યો છે.

ત્યાર બાદ મારા સ્નેહી મિત્ર મંડળ માટે મ્હારા હૃદયમાં ઉછળતો સ્નેહ ભર્યો આભાર અત્રે સસ્નેહ નોંધવાની તક લઉં છું.

ગુજરાતના રસિયા નરનાર ! ગુર્જરી સાહિત્યોદ્યાનની એક નિકુંજમાં ટહુકતી વિદેશી કોકિલના ટહુકારમાં વિશેષ નહીં તો કૈંક મધુરતા તો તમને જડશેજ. અને જો તમને એનાથી કૈંક તૃપ્તિ થશે તો તમ્હરા સંસર્ગમાં રહી તમારી અભિરૂચી પ્રમાણે એ કોકિલ અનેરાં દિવ્યગાન કરી અજબ રસ રેલાવશેજ કેમ કે:—

महानुभावः संसर्गः कस्य नोन्नतिकारकः ।
पद्मपत्रे स्थितं वारि धत्ते मुक्ताफलं श्रियम् ॥

સાન્તાક્રુઝ. } માહાવીરપ્રસાદ દાધીચ.

# અનુક્રમ

## સ્વાગત



## દીપાવલી



## અર્જુન અને ઉર્વશી

श्री दधिमती जयति.

# કોકિલ નિકુંજે.

## પ્રભુ પ્રાર્થના.

તોટક.

પ્રિય પ્રાણ પિતા<br>
પરમેશ્વર તું!<br>
જગના કરતા<br>
હરતા વિભુ તું!<br>
સુખનો નિધિ,<br>
સંપતિનું ઘર તું!<br>
વિજયી કરજે<br>
સુદયા કર તું!

# પુષ્પોને !

મંદાક્રાંતા.

૧

પુષ્પો વ્હાલાં ! મુદિત મનનાં.
 સ્નેહ—ઘેલાં તમ્હે તો !
હૈયા કેરા સુખદ વિમળા.
 હાર રૂડાં તમ્હે છો !
આવે જ્યારે રસિક રસિકા,
 કો તમ્હારી સમીપે,
ખીલી આપો સ્મિત કરી અહા !
 સ્વાગતં સ્નેહ—ભાવે !

૨

રેડો મીઠી સુયશ સરખી,
 ગંધ ઠંડા સમીરે,
આપો શાંતિ પથિક જનની,
 નાસિકાને સદાએ !
ખીલો વ્હાલાં ! સતત ખિલજો,
 દિવ્ય આ કુંજ માંહે,
પામો વૃદ્ધિ રમણ કરતાં.
 મ્હેલ ને દીન દ્વારે !

❦ ❦ ❦

# પુષ્પ પ્રેમ.

વસંતતિલકા.

૧

પુષ્પો મને બહુ ગમે,
 પ્રિય દેખવાને,
હા ! કિન્તુ ના કદિ થતું
 મન ચૂંટવાને !
જોવા તણી બસ મઝા,
 બહુ મોદ આપે,
ચૂંટ્યા પછી તરુ તણું
 ઝટ નૂર નાસે !

૨

કેવી કળા મધુપમાં
 મધુને પીવાની !
પીએ સુધા પણ દિએ
 નવ ડંખ તાણી;
તોડી સુંઘે તરુ થકી
 ફુલ માનવો રે,
સૌંદર્યની નવ કરે
 પરવા જરાએ !

૩

સૌંદર્યને નિરખી જે
જન પાપ પામે,
તે પામરો કદિ નહિ
સુખ ભોગ જાણે;
સૌંદર્ય છે નિરખવા,
નહિ ભોગ માટે,
સૌંદર્ય તો ઘટી જતું
ઉપભોગ સાથે !

૪

પીડાય છે દિલ બહુ
લહી કુદરતને,
પુષ્પો તણી નિરખીને
અતિ દીનતાને !
ઓ માનવો ! જરી દયા
દિલમાં ધરોને,
રક્ષા સદા ગુલ ભર્યાં,
સ્થળની કરોને !

૫

વાવી સહુ ઘર ઘરે
ફુલ વાટિકાઓ,
સ્નેહે લચેલ કુમળી
લતિકા ઉછેરો;
હૈયા તણાં સુરસથી
જળ નિત્ય પાજો,
વ્હાલાં ગણો કુસુમડાં
જયમ બાલુડાંઓ!

✿ ✿ ✿

# ભ્રમરને !

માલિની.

૧

ભ્રમર ! ભ્રમર ! શાને,
 મૂર્ખ થાયે રસિલા ?
કમળ—હૃદયને તું,
 ચાહતો કેમ ઘેલા ?
કુસુમ સદૃશ હૈયું,
 ના રહી પદ્મનું છે.
કઠિન કમળ કેરૂં;
 ભાન ભૂલી ગયો એ ?

૨

કુસુમ મધુર રૂડાં,
 સર્વ ખીલે પ્રભાતે;
હૃદય પટ વિકાસી
 મ્હેકતાં તે સુવાસે,
પણ કમળ ખિલીને,
 બન્ધ થાતાં નિશાએ;
નિજ હૃદય મહીં એ,
 ભૃંગને બાંધી રાખે !

# માળીને ઉપાલંભ.

મન્દાક્રાંતા.

૧

માળી માળી જુલમ કર માં,
નિર્દયી ! શું કરે છે?
ત્હારે હૈયે કયમ નહિ દયા!
ક્રૂર કાં તું બને છે?
પુષ્પો સંગે સતત વસતો,
ત્હોય આશ્ચર્ય છે કે,
ત્હારૂં હૈયું અકરૂણ રહ્યું,
હન્ત ! પ્રારબ્ધ છે એ !

૨

ઘેલા માળી બસ કર હવે,
ચૂંટ ના પુષ્પ વહાલાં !
ખીલેલાંને કહિ ન વિણવાં,
ખીલવા દે મઝાનાં !
કેવાં મ્હેકે સુયશ સરખાં,
ગન્ધ આનંદ આપે,
સ્નેહી હૈયાં મધુકર તણાં,
પ્રેમ એનો પિછાને.

* * *

# કોકિલા.

વસંતતિલકા.

૧

અસી પણે ટહુકતી
  હતી આમ્ર ડાળે,
ગીતાવલી રટતી'તી
  હૃદ—તન્ત્રી તાને,
તે કોકિલા હતી મને
  બહુ વ્હાલી, વ્હાલી,
હા! નિર્દયી! ઝપટમાં
  ગઈ ક્યાંય ચાલી!

૨

હું શું કરૂં? મધુરતા
  સખિ! છેજ એવી,
શો કંઠ એ રણુકતો
  ગુણુ ગાન ગેબી!
જો મોહની મધુરતા
  મહીં ન્હોત આવી,
તો માનવો કદિ થતે
  નહીં પાપભાગી!

૩

શાને પ્રિયે! ટહુકતી
હતી આમ્ર ડાળે?
કાં કૂજતી હતી વળી
છુપી કુંજમાં એ!
આવી હતી કયમ અહીં
ગઇ કેમ ચાલી?
એ ભેદ તો સહુ છુપો
ન જણાય કાંઇ!

૪

એ શું સ્વતંત્ર વિચરે
પ્રભુ વાટિકામાં!
ને માનવો સડી મરે
પરતંત્રતામાં!
હા! ધિક્ક હો નગરને
નિજ ગ્રામ વાસ,
છે ધન્ય ને પ્રિય બહુ
સુખનો નિવાસ!

( ૧૨ )

# કોકિલાને ! (૧)

વસંતતિલકા.

ઓ કોકિલા ! પ્રભુતણાં
ગુણ ગાન ગાવા,
જન્માન્તરે પ્રભુ તણા
પદને પમાવા;
તું તો સદા ટહુકજે
ચઢી આમ્ર——ડાળે;
ને કૂજજે હરિ ગુણો
છુપી કુંજ માંહે !

# કોકિલાને ! (૨)

રામ છંદ.

સકળ કવિકુલ તણી પ્રિયતમા !
કલરવે મૃદુ અને મીઠડા નિઃસ્વને,
કૂજતી કોકિલા !

કહીશ તું શ્યામરંગી ઉમંગી વળી,
મૃદુલ—અંગી અમીરસ ભરી
વશ કરી
સ્નેહથી પૂર્ણ સ્રોતસ્વિની !
કેમ ગુણગાન મ્હારાં કરે,
જગત સર્વસ્વના મુગ્ધ થઈ,
શું લહી કવિવરો વ્હાલમાં ?

પક્ષિઓ હિંસતાં કૈંક આ,
જગતમાં સુન્દરી !
પિચ્છ સુન્દર કરી મધુર ગાયન કરી,
ખેલતાં પૂર્ણ આનંદમાં.

કિન્તુ ધાર્યું હશે શું જણાયે નહિ,
કળાયે નહિ, કલ્પના સૃષ્ટિના વાસી
બ્રહ્મજ્ઞાની કવિજનોએ અહા !

કોકિલા ! જ્યમ તને આહૃત,
ગૂઢ કો કારણે કવિવરો,
ત્યમ સખિ ! કહીશ તું,
કેમ છે પ્રિય તને
સહુ ઋતુ મહીં વસંત જ ઘણી ?

આમ્રના મ્હોરના સ્વાદથી,
જરી કસાએલ કંઠથી
બની કૈંક આમત્ત તું,
ગાય શું પ્રેમથી હૃદય ઉમંગથી
અજબ ચેતન ભર્યાં,
ગીતડાં અવનવાં.

ઝુલતી લીલુડા આમ્રની ડાળીએ
શું દિએ સ્વાગતો
પ્રિય વસંત અતિથિને, પ્રિયે !
હૃદયની મૃદુલ કોમળ,
સરસ ભોમમાં ઉદ્ભવેલ
ટુહૂક ટંકારથી ? .

વા દીએ તું ઉપાલંભનો,
કાય કાળી નિજ નિહાળી,
તુજ વિધાતા તણી
કુત્સિતા બુદ્ધિને !

કવિ—પ્રિયા ! કાય મ્હારી
કરી કેમ કાળી ?
નૈં જણાયે નહિ, નૈં કળાયે નહિ,
અજબ છે
ગજબ છે
બુદ્ધિ સ્રષ્ટા તણી
સૃષ્ટિને સર્જવામાં અહો !

❦ ❦ ❦

# કોકિલાને ! (૩)

વસંતતિલકા.

૧

એ કોકિલા ! પ્રભુ લીલા
નિરખી પ્રિયે તું,
કુંજે છુપી ટહુકતી
બહુ બોલ, એ શું !
સ્રષ્ટા તણી નિરખીને
રચના રસિલી;
સૌંદર્યથી સુખી બની
બની પ્રેમ—ઘેલી !

૨

સંસારમાં વિચરતી
સહુ સુખ ભોગી,
સ્રષ્ટા તણુંય ધરતી
નહિ ધ્યાન કોઈ !
એવી કૃતઘ્ન રહી
માનવ મૂર્ખ જાતિ,
છે ધન્ય ! તું પરભૃતા
સુકૃતજ્ઞતાથી.

૩

વ્હાલી ! તને ગુરૂ વિના
થયું જ્ઞાન શાથી ?
અજ્ઞાન માનવ રહ્યાં
અલિ ! બોલ શાથી ?
ચિન્તા નથી પ્રભુ-પદે
તુજ ભક્તિ વ્હાલી;
ભાસે અનિત્ય રહી જે
સહુ માનવોની !

૪

ખીલે વસંત જગમાં
મધુકંઠિ ! જ્યારે,
સૃષ્ટા તણું ટહુકતી
ધરી ધ્યાન ત્યારે;
આ માનવો પણ સદા
પ્રભુ ધ્યાન ધારે,
દુઃખે સુખે વિવિધ હોય
પ્રસંગ જ્યારે-

૫

તેથી પ્રિયે હળી મળી
પ્રભુ ગાન ગાવા,
કુંજે વસી મથશું હો
મનને જગાવા;
ભૂલીશ તું કદી તદા;
મુજ કાવ્ય તાને;
તુંને પ્રિયે ! મથીશ
હૃદય જગાડવાને !

૬

હા ! કિંતુ હું કદિ ભુલું
પ્રભુ ભકિત ભાવ,
તો તું જરી ટહુકજે
છુપી કુંજ માંહ્ય.
આંખે ચઢી લગીર તું
ટહુકો કરીશ,
સાચી મઝાય છુપવા
મહીં એ લહીશ.

❦ ❦ ❦

( ૧૯ )

## કાક અને કોયલ.



વસંતતિલકા.

છે કાક ને પરભૃતા,
  સખિ ! બેઉ કાળાં,
ના ભેદ તો પછી દિસે,
  બહુ એમનામાં;
જ્યારે વસંત સમયે
  પિક કંઠ ખોલે,
ત્યારે વિબુદ્ધ જન એ,
  ગુણ ભેદ તોળે !

❦ ❦ ❦

## સન્દેશ.

મંદાક્રાંતા.

૧

કોઈ કાળી મધુર રસિલી
કોકિલા પ્રેમઘેલી,
આવી પહોંચી વન તજી અહા !
પ્રેમકુંજે સુખેથી;
ભાળ્યાં સર્વે તરુવર અને
આમ્ર વૃક્ષો અનેક,
શોધી બેઠી શ્રમિત વદના
આમ્રડાળે જ એક.

૨

ન્હાનીશી આ મધુર રચના
કુંજ શોભા વધારે.
બેઠી બેઠી મુકુટ કરતી
મ્હોરનો આમ્ર ડાળે;
દૃષ્ટિ ફેંકી અહીં તહીં પછી
ભાળવા કૈંક ચીજ,
કિન્તુ દીઠા સકળ દિશામાં
વૈભવો કુંજનાજ !

૩

નાચન્તાંતા મયુર મધુરા
અન્ય પક્ષી રમન્તાં !
પુષ્પો વૃક્ષે સ્મિત કરી અહા
ખૂબ ખોલી રહ્યાંતાં !
વાયે વાયુ લલિત ગતિથી
વૃક્ષ ડાળે રમન્તો !
લાગે ઠંડો અતિશ મધુરો
ગન્ધ મીઠો ભરન્તો !

૪

ન્હાની મોટી લલિત હિસતી
ક્યારીઓ છોડની રે,
આવે મીઠી કહિ કહિ અહા
ગન્ધ થંડા સમીરે !
ફૂવારો તો ગગન શિખરે
પ્હોંચવા જોશ મારે,
પાછો નીચે ખળખળ પડી
નીર ધીરે સમારે !

૫

દીસે ત્યાં તો કુમળી લતિકા,
પ્રેમઘેલી બનેલી,
વૃક્ષે ઝુલે પ્રિયતમ ગણી,
હાસ્ય મીઠું હસન્તી !
વૃક્ષો કેરાં હળીં મળીં જતાં
મસ્ત પ્રેમે બને છે,
વાયુ વેગે સખિજન સહે
અટ્ટહાસ્યો કરે છે !

૬

જોતો એવું સુકવિ રસિલો
કો ફરન્તો ફરન્તો,
આવી પ્હોંચ્યો પુનિત હૃદયે
ભાવ કૈં કૈં ભરન્તો;
દૃષ્ટિ એની ચપળ ગતિથી
કુંજ શોભા નિહાળે,
એ સૌંદર્યો રસિક કવિની
ઉર્મિંયોને ઉછાળે !

૭

ધીમે ધીમે ગમન કરતો
એક વેલી સમીપે,
આવી પ્હોંચ્યો ફળભર ઝુકયાં
આમ્ર વૃક્ષો નજીકે,
નીચે બેઠો ક્ષણિક સુખમાં
કૈંક વિશ્રામ લેવા,
આશીઃ દેતો કુસુમ ગણને
પ્રેમઘેલાં રહેવા !

૮

કુહૂ કુહૂ મધુર ટહુકો
આમ્ર ડાળે સુણાયો,
વૃક્ષે વૃક્ષે રમણ કરતો
સદ્ય કુંજે છવાયો !
ડોલ્યાં સર્વે તરુવર અહો
વેલડી પુષ્પ ભારે,
સ્નેહે અર્પે નમન કરતાં
સ્વાગતં કોકિલાને !

૯

"કેવો મીઠો રવ પ્રિય ઘણો
 ત્હેં મને છે સુણાવ્યો,
સૂણી તેને મુજ સખિતણો
 કંઠ છે યાદ આવ્યો,
ગાએ મ્હારી લલિત રસીલી
 પ્રેમ—ઘેલી કવિતા,
ગાતી તું શું પ્રિય પરભતા!
 ગાન એવાં રસીલાં!"

૧૦

બોલી એવું સુકવિ ઉઠીને
 ફેંકતો દૃષ્ટિ ઉંચે,
ને આશ્ચર્યે નિરખી બનતો
 મુગ્ધ, એ કોકિલાને!
યાચન્તો એ મન મહીં બહુ
 હર્ષ ઘેલો બનીને,
બોલ્યો રૂડા કવન ઝરતા
 બોલ મીઠા ફરી એ;

૧૧

"ઓહો મીઠા સતત રસિલા
બોલ મીઠી મ્હારી,
કાળી કિન્તુ સુગુણુનિધિ તું
કોકિલા પ્રેમઘેલી !
કુહુ કુહુ સતત કરજે
પ્રેરજે હેત હૈયે,
કાળી કાયા સફળ કરજે
કાર્ય રૂડાં કરીને !"

❧ ❧ ❧

# કવિતાને !

વસંતતિલકા.

૧

ત્હારા વિના રસિકડી
કવિતે ! રૂચે ના
સાહિત્યમાં વિચરવું
કદીએ ગમે ના;
તું તો પ્રિયે મધુર છે
કવિ પ્રેમ—વેલી,
સંસારમાં સુખ તણી
મૃદુ મંજુ વેલી !

૨

વ્હાલી ! મને તુજ વિના
રસ ખ્યાસ લાગે,
ત્હારા વિના રસિકડી
રસ કોણ પાશે ?
સંસારમાં સુખ સહુ
રસપૂર્ણ હોયે,
ત્હારા વિના મધુરતા
રસમાં ન હોયે !

૩

સાહિત્યની સુખભરી
રસ——વાટિકામાં,
કેવી લચી ખિલી હિસે
કવિતા—લતા આ,
સદ્‌ભાવની સુરભિથી
બની પ્રેમ મસ્ત;
ગુંજે સદા તુજ કને
રસિલા દ્વિરેફ.

૪

સંગીતની સહચરી
મધુરી કવિતા,
મીઠાશની મદ ભરી
લલિતા લતિકા !
ત્હારા મહીં સુખ ભર્યું
અલમસ્ત તાન,
જેના વડે કવિ કરે
સખિ ! દિવ્ય ગાન.

૫

ત્હારા મહીં પ્રિયતમે
તમ—તાપ—હારી
છે જ્ઞાનનું ય ઝરણું
સુખ શાંતિ કારી;
ત્હારા મહીં પ્રભુ સમી
અતિ દિવ્ય જ્યોત,
જેના થકી નિસરતો
પ્રભુ ભક્તિસ્ત્રોત!

૬

વ્હાલી સખિ! પ્રિયતમે!
કવિતે! અમારી,
થાજે સદા સહચરી
પ્રિય પ્રાણપ્યારી,
સંસારમાં સુખી કરી
શુભ જ્ઞાન દેજે,
વ્હાલી થઇ કવિ જને
યશદા રહેજે!

# એક સુંદરી.

મંદાક્રાંતા.

૧

સાહિત્યે કો રમણુ કરતી
સુન્દરીને નિહાળી,
આવી પહોંચ્યો રસિક કવિ કો
સદ્ય જોવા અગાડી;
ભોળી મૂર્તિ અજબ મધુરી
હર્ષ હૈયે ભરાયો,
ગુંથું માળા કવન—કુસુમે
એ વિચારે તણાયો.

૨

કેવી શોભે લલિત લલના
શા અલંકાર ધાર્યા,
શ્યામા શાણી મનહર હિસે
અંગ આભૂષણે આ,
ચાલે એ તો લલિત ગતિએ
નૃત્ય કૈં કૈં કરન્તી;
સ્નેહી હૈયે રસિક જનના
ભાવ કૈં કૈં ભરન્તી!

૩

બોલી એવું સુકવિ વિણીને
પુષ્પમાળા ગુંથે છે,
દૃષ્ટિ એની વિવિધ ગતિથી
મ્હાલતી ચોષિતે છે,
નેત્રે નેત્રો પલક મળતાં
પ્રેમનો રંગ જામે,
હૈયાં જાણે પ્રણય કથની
પ્રેમી હૈયાં તણી એ!

૪

ગુંથી માળા સુકવિ કરતો
પ્રશ્ન એને ધીમેથી,
"દેવી! ત્હારૂં કહીશ મુજને
નામ મીઠું રસિલી;"
ઓષ્ઠો એના સ્મિત કરી રહે
પુષ્પ જાણે વિકાસે,
ધીમે ધીમે ધવલ વિમળી
દંતપંક્તિ હિસે છે.

૫

"સુણો શાણા પથિક! ત્હમને
નામ મ્હારૂં બતાવું,
કિન્તુ કોઇ રસિક કવિને
ના કહો તો સુણાવું;
સાહિત્યે જે રમણ કરતી
મુગ્ધ સંગીત માંહે,
મુગ્ધા તે હું લલિત કવિતા
આર્ય! સાહિત્ય માંહે!"

## રાધાને !

મંદાક્રાન્તા.

૧

એક ગોપીઃ—

રાધે ! રાધે ! પ્રિય સખિ ! બની
 વ્હાવરી કેમ આવી ?
કોને શોધે વન વન ફરી,
 ત્હેં હિયું શું ગુમાવી ?
વ્હાલી ! જોને તુજ તન તણી,
 શી દશા થૈ ભમ્યેથી,
શાને આવું ભ્રમણ કરતી,
 કુંજ કુંજે દુઃખેથી ?

૨

છુટી વેણી વિખરી પડી છે,
 શ્યામ શોભે લટાઓ,
જાણે ઇન્દુ મુખ પર ચઢી,
 મેઘ કેરી ઘટાઓ !
અશ્રુ નેત્રે ખળ ખળ વહે,
 ભાદ્ર વર્ષા લજાવી,
હૈયે અગ્નિ વિરહ દુઃખનો,
 જેમ દેવા શમાવી!

૩

કાન્તિ ર્‌હારા મુખ—કમળની,
ક્ષીણ થઈ તીવ્ર તાપે,
ઓષ્ઠો ફીક્કા અતિશ હિસતા,
ઉષ્ણ નિઃશ્વાસ લાગે,
કાયા ર્‌હારી સુતનુ ! કુમળી,
હાલ—બેહાલ ભાસે;
દીસે થૈ તું વિરહ અનલે,
તપ્ત સંતપ્ત રાધે !

૪

વ્હાલી ! આ શું ચકિત હરિણી,
સદૃશી કેમ ભાળે,
ભૂલી કે તું વિરહ દુઃખમાં,
પ્રેમી ગોપાંગનાને ?
રાધે ! હું તો તવ સહચરી,
કૃષ્ણ સંગે રમી જે,
જાણી ર્‌હારા વિરહ દુઃખને,
કૃષ્ણ સુણી રડે છે.

# સ્વ. દેવીબાઇને !

મંદાક્રાન્તા.

૧

ખીલી'તી તે લલિત લતિકા
દિવ્ય કુંજે અનેરી,
વીંટાઇ'તી પ્રણય રસિલી
વૃક્ષ ડાળે સુખેથી;
પાને પાને નવિન કુમળા
અંકુરો વેલડીના,
સ્નેહે બાઝયા અતિશ સુખમાં
પલ્લવો પ્રેમઘેલા.

૨

વેલી વાધી લલિત ગતિએ
યૌવને રંગ રાચ્યા,
કીર્તિ વ્યાપી સુહૃદગણમાં,
કોડ કૈં કૈં થયા'તા;
વૃક્ષે ધાર્યું કુસુમ ફળ એ
ધારશે વેલ મ્હારી,
કિન્તું ધાર્યું નવ થતું સદા,
હન્ત! આ લોક માંહી.

૩

વેલી સૂકે દિવસ દિવસે
 સૂર્યના તાપથી રે,
વૃક્ષે રક્ષા સતત કરવા
 પૂર્ણ ચેષ્ટા કીધી રે,
લંબાવી તે શિતળ કરતો
 છાંયડો ડાળથી રે,
કિન્તુ ચાલે જીવતર રહે
 તો પ્રતિકાર સર્વે.

૪

સુકાઇ તે નિરસ લતિકા
 પાન ડાળી ખરી રે,
વંશે વૃદ્ધિ કુસુમ ફળથી
 ના જ એણે કરી રે;
વૃક્ષે દીઠી મૃત મૃદુ લતા
 અશ્રુ નેત્રે ભરાયાં,
યાદી રૂપે નિજ નૂતન સૌ,
 પત્રના અર્ઘ્ય આપ્યા.

૫

ઉભો એ તો જગત—પથમાં
ધ્યાન ધારે પ્રિયાનું,
પહેલા વર્ષે સ્મરણ કરતો
શ્રાદ્ધ શ્રદ્ધા લતાનું !
'દેવીબાઈ' લલિત લતિકા
વૃક્ષ 'લાલા' વહાલાં,
સૂકી વેલી દુખિત મનથી
પર્ણ વ્હાલે ચઢાવ્યાં;

માલિની.

૬

સતત સકળ દેવિ !
સ્વર્ગમાં સુખ પામો,
લહીજ અમર શાન્તિ
દિવ્ય આત્મા તમારો.

---

Written in the memory of late Mrs. Devibai Lala of the St. Xavier's college B. Sc. Senior with the kind permission of Prof. N. N. Lala. M. A. B. T.

15-1-23.

# મંગલાષ્ટકમ્. (૧)



મંદાક્રાન્તા.

૧

યાચું વન્દી ગણપતિ તને
રિદ્ધિ-સિદ્ધિ--પતિને,
બુદ્ધિ કેરા અમિત નિધિને
વર્દ્ધન હર્તા સુધીને,
યોગી ભોગી પુનિત યતિને,
યુગ્મને આપ આશી;
પામો ઇચ્છયું પ્રણય સુખ સૌ
ભવ્ય એ પ્રેમપન્થી

૨

દેવી ! માતઃ ! જગતજનની
શારદા શ્રી ભવાની,
સિંહે પદ્મે મયૂર ઉપરે
સ્વાર થઇ દુઃખ હર્ત્રી,
નાખી દ્રષ્ટિ પિયુષ ઝરતી
યુગ્મને દ્યો પ્રસાદ,
પામે વિદ્યા વસુ સુખ અને
થાય શત્રુ વિનાશ.

૩

રાધા સંગે રમણ કરતા
કૃષ્ણ કુંજે નિકુંજે,
ઘેલી ગોપી શુભ અવસરે
ગાય ગીતો સુકંઠે;
હર્ષે વર્ષે પ્રણય રસની
પ્રેમ વર્ષા અનેરી,
આવા કાલે યદુપતિ હિયે
યુગ્મ આશીઃ ઘણેરી.

૪

ગૌરી સંગે પશુપતિ કરે
કેલિ કૈલાસ શૃંગે,
નાચે ગાએ અતિશ સુખમાં
અટ્ટહાસ્યે હસીને,
ભાળી યોગી નવ યુગલને
હર્ષઘેલા બને છે,
અર્પે આશીઃ શુભ અવસરે
પૂર્ણ માંગલ્ય કાજે.

૫

ઈંદ્રાદિ સૌ સુરગણુ મળી
અપ્સરાઓ નચાવે,
હર્ષી પુષ્પે નવિન રસિયાં
યુગ્મને તે વધાવે !
" સાચા સ્નેહી પ્રિય વરવધૂ
પામજો પૂર્ણ આયુઃ,
રિદ્ધિ સિદ્ધિ સતત મળજો
થાવ ઈચ્છયું ત્મ્હારૂં !"

૬

સ્નેહ ઘેલી લલિત સરિતા
સિન્ધુમાં લીન થાયે !
વચ્ચે રોકી નહિં જ શકતા
પર્વતો તો જરાએ !
બ્હેની ! તેવી તુજ હૃદયની
સ્નેહપૂરી સરિતા,
વ્હેવા દેજે પ્રિયપતિ તણા
સિન્ધુ ગંભીર હૈયે !

૭

વેલી વૃક્ષે જ્યમ વળગતી
સ્નેહઘેલી બનીને,
વર્ષે વર્ષા યદપિ ગરજે
મેઘ ને વાયુ વાયે,
સ્નેહે બાઝી તરૂ પર રહે
છોડતી ના કદીએ,
બ્હેની! ત્યેમ પતિ સુખદુઃખે
સંગિની થૈ રહેજે!

૮

આવ્યાં સાથી જગતપથમાં
થૈ રહેજો સહાય,
ને સ્નેહીને પરિણય કરી
મ્હાલજો પ્રેમપંથ.
જીવો ઝાઝું અમિત સુખમાં
પુત્ર સન્તાન ભાળો,
ગાર્હસ્થ્યેએ વિજય રૂડલો
દંપતિ હો તમ્હારો!

સુરત તા. ૧૧-૫-૨૩.

  

# श्री मंगलाष्टकम्. (२)

વસંતતિલકા.

આનંદનો દિવસ છે
શુભ આજ રૂડો,
સૌભાગ્ય ને સુયશનો
સુખ સૂર્ય ઉગ્યો !
દામ્પત્યના સુખનિધિ
ગૃહ આશ્રમે એ,
માંગલ્ય હો ! વરવધૂ
સુખથી પ્રવેશે !

૨

વૃંદાવને ઉપવને
રચી કૃષ્ણ રાસ,
શ્રી રાધિકા સહ કરે
સુખમાં વિલાસ !
સૌભાગ્યના સુમનની
શુભ માળ ગુંથી,
અર્પે સુખે યુગલને
બહુએ વધાવી !

૩

કૈલાસના હિમ ભર્યાં
અતિ શુભ્ર શૃંગે,
ગૌરી અને શિવ રમે
રસિયાં ઉમંગે !
ભાળે સુખે સ્મિત કરી
નવ દંપતીને,
આશીઃ દિએ શુભ ઘણી
જયકાર કાજે !

૪

જે પ્રેમથી નળ પ્રતિ
દમયંતી ચિત્ત,
રાચ્યું હતું ધરી સદા
સદ્—ભકિત—ભાવ,
તે પ્રેમથી પ્રિય બની
પતિની સહાય,
નિત્યે કરી સુખી થજો
જગમાં સદાય !

૫

સાધ્વી સતિ પતિતણા
સુખમાંહ્ય સુખ,
પીડા મહીં પિડિત ને
દુઃખમાંહ્ય દુઃખ;
જે છે સદા અનુભવે
તજી સ્વાર્થ ભાવ,
છે ધન્ય એ ભગવતી
સતીને સહાય;

૬

પ્રેમે વરી સદ્ગુણી
સતી સાવિત્રીને,
પામ્યા હતા સહુ સુખો
જ્યમ સત્યવાને,
ત્યેમે તમે હળી મળી
ધરી સ્નેહ ભાવ,
ગાર્હસ્થ્યમાં સુખી થજો
લઇ પ્રેમ લ્હાવ.

૭

છે ધન્ય એ પુરૂષને
બહુ વાર વાર,
જેને મળી વિનિત તેમ
સુશીલ નાર !
સાધ્વી સતી પતિ તણું
હિત ચાહનાર,
આ લોકને સુખી કરે
પરલોક માંહ્ય !

૮

પુણ્યો અને તપ કરી
જન પૂર્વ જન્મે
પામે પ્રિયા નવવધૂ
સુખદા સતીને,
પ્રેમી વસે સુખમહીં
પ્રભુ ગાન ગાયે,
છે ધન્ય એ યુગલને
જગમાં સદાયે !

# વખતનો ઉપયોગ.

વસંતતિલકા.

૧

જાએ વહી સમય તો
બહુ વેગથી રે,
તેથી સખે ! કુસુમડાં
ઝટ લ્યો વિણી રે;
ખીલ્યાં દીસે મધુર જે
પ્રિય પુષ્પ આજ;
કાલે સહૂ વિખરશે
કરમાઇ હાય !

૨

ઉગી રવિ નભ મહીં
સુખમાં પ્રભાતે,
ઉંચે ચઢી બહુ તપે
તપસી બપોરે;
હા કિંતુ એ જયમ વધે
ગગનાંગણે રે;
ત્યેમ જતો સમીપમાં
રવિ અસ્ત શૃંગે !

૩

કાર્યો રૂડાં શુભ ઘણાં
　　　　કરવા તણો આ,
છે ધન્ય શો શુભ સમો,
　　　　યુવકો અરે આ !
વિદ્યા ભણી ગુણી બની
　　　　સ મ યો પ યો ગ,
નિત્યે કરી સુખી થજો
　　　　પ્રિય બન્ધુ સર્વ !*

---

*Mr, Hericના એક અંગ્રેજી કાવ્યના આધારે.

## વર્ષાઋતુ.

મંદાક્રાન્તા.

૧

આવ્યા મેઘો વિમળ નભમાં
નીર લાવ્યા ભરીને,
ગાજે કેવા ગડ ગડ કરી
પ્રેમઘેલા અહા એ !
બોલે તાણી મયૂર મધુરા
સ્વાગતં કંઠ ખોલી,
નાચે ઘેલા જમીન ઉપરે
પિચ્છ લાંબાં પસારી !

૨

વાયે વાયુ શીતળ જળથી
સિક્ત કુંજો ભણીથી,
લાગે ઠંડો અતિશ મધુરો
ગન્ધવાહી પ્રીતિથી !
મન્દં મન્દં ભ્રમણ કરતો
કુંજ વૃક્ષે રમન્તો,
હેતે હૈયે જનપદ તણે
મોદ રૂડી ભરન્તો !

શિખરિણી.

૩

પડે છે ભૂમિએ
ઝણુઝણુ કરિ વારિ અતિશે,
લજાતી ભેટે છે
વિજળી સહસા પ્રેમી પિયુને !
અહા ગર્જે જોઇ
પ્રિય રસિકડો મેઘ સખિને,
અને દોડે પૂંઠે
ગડગડ કરી લાજ તજીને !

૪

ગઇ ક્યાં એ ઘેલી
મધુર સુખદા કોકિલ અરે !
અને કાં વકતાઓ
ડર ડર કરી મેડક બને ?
ધરી લીલી સાડી
સરસ પૃથિવી સાજ સજતી,
સુગન્ધી પુષ્પોથી
વિવિધ રૂપ ને રંગ ધરતી !

૫

હતાં જે જે સ્થાનો
　　અતિશ હિસતાં શુષ્ક નિરસાં,
હિસે તે તે આજે
　　પય રસ થકી પૂર્ણ ભરીયાં !
અનેરા　　ચૈતન્યે
　　સકળ મધુરાં દૃશ્ય હિસતાં,
અહો ! વર્ષે જ્યારે
　　વિમળ મધુરા મેઘ જગમાં !

  

# સંયમી.

વસંતતિલકા.

૧

છું સંયમી કદિ નહીં
રજ હું ડગીશ,
સન્માગથી પ્રિય સખિ !
ડગ ના ખસીશ;
છે મસ્ત આ હૃદય તો
તુજ પ્રેમ—પાને,
તે મદિરામાં કયમ કરી
મન વેગ પામે !

૨

વ્હાલી ! તને પ્રણયમાં
કર—દાન સાથે,
આત્મા દિધો; શરીર તો
પછી શા હિસાબે ?
આત્મા અને શરીરની
પ્રિય સ્વામિની તું,
વિશ્વાસ કાં નવ કરે
પ્રિય ભામિની તું !

❦ ❦ ❦

# સ્વાગત. (૧)

શિખરિણી.

પધારો વિદ્વાનો,
 સુહૃદગણ શ્રીમાન પુરુષો,
અમ્હારૂં આ સ્વાગત,
 ગ્રહણ સુખથી આપ કરજો;
પધાર્યા છો સ્નેહે,
 શુભ અવસરે આપ સઘળા,
ચહીને ઉત્કર્ષ,
 શુભ સુપુત સૌ ભારત તણા !

કરો સ્વાત્મોત્કર્ષ,
 પ્રથમ ભણીને ભ્રાત સઘળા,
પછી આપી શિક્ષા,
 જગત જનનીને શુભ સદા;
ભગિની બન્ધુ સૌ,
 નિશદિન રૂડું ભાગ્ય વરતા,
સુખે લો વિશ્રામો,
 વિમલ ગૃહમાં વાસ કરતા !

## સ્વાગતમ્. (૨)

*વહે બાગા સહુ,
સ્વાગતમ્
કર્યાં કૃતાર્થ આજ,
સ્વાગતમ્
સ્વાગતમ્

સાખી.

શુભ દર્શન તો આપવા
આવ્યા ગુણીજન આજ,
પ્રેમે પરમ વધાવતો
સહુ આ સજન સમાજ.
સ્વાગતમ્

સાખી.

†વરિષ્ટ ન્યાયાધીશ થઈ
દીપવ્યા દેશ સમાજ;
ઉન્નત સેવાનાં મળ્યાં
એ નવલાં ફુલ આજ.
સ્વાગતમ્

---

*વનિતા વિશ્રામમાં ગવાએલ ગીત.
† ઑનરેબલ મી. જસ્ટીસ કે. એમ. ઝવેરી.

સાખી.

‡દુખ અનુભવી દુખ ટાળતાં
શ્રી-દુ:ખ-ભંજન આપ,
ન્યાયશીલ સુલક્ષણાં
પર ઉપકારી અમાપ.

स्वागतम्

સાખી.

દયા ધરી દિલમાં સદા,
કરજો ગુણીયલ કામ
જન્મ સફળ થાશે અને
મળશે સુયશ સદાય.

स्वागतम्

❦ ❦ ❦

---

‡ નાની બ્હેન ગજ્જર. જે. પી.

## સ્વાગત. (૩)



મંદાક્રાન્તા.

૧

આર્યો ! આજે નવલ યુગનો,
સૂર્ય ઉગ્યો પ્રભાતે,
તેથી હર્ષે સકલ ભગિની,
બન્ધુ ભેગાં થયાં છે !
જાણે જોઇ સુયશ ભરતી,
ભાગ્યની સૂર્ય સ્વારી,
આવ્યાં સર્વે સુભગ વરવા,
ભાગ્ય સદ્દભાગ્ય જાણી !

૨

આર્યો ! આવો પરિષદ મહીં,
આવી શોભા વધારો,
હૈયાં ખોલી અમિત સુખમાં,
પૂર્ણ આનંદ માનો !
આર્યોનાં સૌ પુનિત ચરિતો,
બંધુઓ યાદ આણો;
વ્યારા પુત્રો ! ભરત ભૂમિના,
સ્વાગતં છે પધારો !

૩

આજે દિસે પરમ સુખનો,
પ્રેમ સંચાર આંહી,
હૈયે હૈયે ઉછળતી દિસે,
સ્નેહ ઉર્મિ સુધા શી;
હાસ્યો ગર્જે, સ્મિત ખીલી રહે,
થાય મીઠી મઝાઓ,
નેત્રોમાંથી અમીરસ ઝરે,
સ્નેહ પ્રેરે વિચારો.

૪

આનંદે સૌ છલબલ ભરે,
પ્રેમી હૈયાં ઉમંગે,
ગાયે ગીતો રસિક મધુરાં,
રાગ ભીના સુરંગે,
હર્ષે ભેટે હળી મળી કરે,
પ્રશ્ન ખીલી ખુશીમાં,
આવો બેસો કુશળ તમ છે,
આર્ય ! આનંદ શો આ ?

૫

આ સંસ્થાનાં મધુર કુસુમો,
બન્ધુ બ્હેનો ! પધારો !
સ્નેહે ખીલી પ્રિય સુરસિકો,
કીર્તિ શોભા વધારો;
વર્ષે વર્ષે શુભ સુખ ભર્યા,
પુણ્ય મેળાપ થાજો,
પામો સર્વે વિજય સુખની,
ધન્ય માળા પધારો !

# દીપાવલી.



વસંતતિલકા.

૧

આનંદનો દિવસ છે<br>
શુભ આજ રૂડો;<br>
સૌભાગ્ય ને સુયશનો<br>
સુખ સૂર્ય ઉગ્યો.<br>
દીપાવલી સુખકરી<br>
પ્રિય આજ આવે,<br>
ચૈતન્ય ને નૂતનતા<br>
ભરી થાળ લાવે !

૨

હૈયા તણા સુમનની<br>
ગુંથી માળ મીઠી,<br>
અર્પો સુખે હળી મળી<br>
સહુ એકતાથી;<br>
હર્ષે પછી ભગિનીને<br>
સહુ બન્ધુ ભેટો,<br>
ચૈતન્ય ને નૂતનતા<br>
જય સદ્ય પામો.

૩

દીવા મહીં પ્રિય સખે !
  ભરી પૂર્ણ સ્નેહ,
થાતાં સુખી જયમ જનો
  હરીને તિમીર.
તેમે તમે મન મહીં
  ભરી પૂર્ણ સ્નેહ,
થાજો સુખી બની સદા
  કુળ જ્ઞાનદીપ !

૪

દીપાવલી યશ દઈ
  સુખ સર્વ આપો,
દીપાવલી દુઃખ હરી
  સહુ કષ્ટ કાપો;
દીપાવલી બહુ કરો
  ધન ધાન્ય વૃદ્ધિ,
દીપાવલી જય કરો
  શુભ સિદ્ધિ અર્પી !

# નૂતન વર્ષે. (૧)



સ્રગ્ધરા.

ઉગ્યું હે આર્ય ! આજે
શુભ નવલ રૂડું હર્ષમાં વર્ષ ધન્ય,
છાયાં હૈયાં ઉમંગે
યશ પરિમલથી પ્રેમ આનંદ ધન્ય!

અર્પું સ્નેહાળ ! સ્નેહે
કવન કુસુમની માળ મીઠી ગુંથીને,
પામો કીર્તિ પ્રશસ્તિ
વિજય નૂતનતા સ્રગ સુવાસી ગ્રહીને।

  

## નૂતન વર્ષને.



મંદાક્રાન્તા.

૧

આર્યો ! આજે નવિન સુખદા,
હર્ષનું વર્ષ આવે,
માળા લાવે વિજય સુખની,
દિવ્ય પુષ્પે ગુંથીને,
આવો તેનું તુરત કરવા,
સ્વાગતં સ્નેહભાવે,
ગાઓ ગીતો રસિક મધુરાં,
પૂર્ણ માંગલ્ય કાજે !

૨

હર્ષે ભેટો સકળ સુખથી,
અર્ઘ્ય આપી અનેરૂં,
હૈયા કેરા વિમળ સરનું,
પ્રેમ—વારિ ભરેલું !
અર્પો પુષ્પો સ્મિતરૂપ અહા !
હર્ષથી વર્ષમાં આ,
પામો માળા વિજય સુખની,
પૂર્ણ આનંદથી આ.

## નૂતન વર્ષાભિનંદન.



શિખરિણી.

૧

ઉગી ઉષા આજે
    પરમ સુખ આનંદ ભરતી,
અને ઉગ્યો વ્યોમે
    બહુ ચમકતો સૂર્ય પછીથી;
પ્રકાશી ઉઠયાં જે
    ગગન અવની તેજ તપથી,
અહો ! છાયી સર્વે
    શુભ નૂતનતા ચેતન ભરી.

૨

ઉષા ઉષા સાથે
    તમ જીવનની એ વહી ગઇ,
અનેરા આનંદે,
    શુભ નવિનતા છાયી શી રહી,
ઉગ્યો સૌભાગ્યે શો
    શુભ સુખ રવિ સંગ રવિ આ,
પ્રકાશો એ નિત્યે
    સુયશ સુખ આનંદ ભરવા.

વસંતતિલકા.

૩

વિદ્યા ફૂળો સહુ સ્થળે
બહુ માન પામો,
સુકીર્તિ સદ્ય ઉજળી
જગ માંહી જામો !
લક્ષ્મી સદા વિપુલ હો
ધન ધાન્ય વૃદ્ધિ,
શ્રી શારદા જય કરો
સુખ સિદ્ધિ અર્પી !

માલિની.

૪

નવલ સુભગ વર્ષે,
કાવ્યમાળા ગુંથીને.
પ્રણય રસથી સીંચી,
હેત હૈયે ધરીને;
બહુ વિનયથી સ્નેહે,
અર્પુ સ્નેહાળ આજે,
જય સુખ લહી લ્યો આ;
સ્નેહથી સ્નેહ કાજે,

## નૂતન વર્ષે. (૨)



માલિની.

૧

લલિત વિવિધ વિદ્યા
માન સન્માન પામો!
ધવળ વિમળ કીર્તિ
લોકમાં સદ્ય જામો!
અપરિમિત વધોને
દ્રવ્ય લક્ષ્મી પ્રસાદે!
વિજય સુખપતાકા
આજ ઉડો સ્વરાજ્યે!

૨

તનુ તનય સુખેથી
ઇષ્ટ મિત્રો બનોને!
વિનિત સુતનુ પત્ની
પ્રેમભક્તિ ભરોને!
સુહૃદગણુ સદાએ
હેત હૈયે ધરોને!
અચલ અમર સિદ્ધિ
વિઘ્ન સર્વે હરોને!

❀ ❀ ❀

# અર્જુન અને ઉર્વશી.

અનુષ્ટુપ.

૧

સંધ્યાદિ સૌ કરીને એ
બેઠો અર્જુન વીર છે,
ચિન્તા છાયી મુખેન્દુએ
છતાંએ ધાર્યું ધૈર્ય છે.

હરિણી

૨

ગડમથલ કંઈ ત્હેના
હૈયા વિષેય જણાય છે,
વખત વહતો તેનું
ચિન્તા વિષે નહિ ભાન છે

૩

સ્વજન નિરખી દિવા
સ્વપ્ને ભૂલે નિજ ભાન એ
પણ ચમકતો એવે
ધીમા નૂપુર તણા સ્વરે ?

અનુષ્ટુપ.

૪

સામેથી આવતી દિસે,
અપ્સરા જેવી કોણ આ;
દેખી દિવ્યાંગના ભૂલી,
ચિત્તે લાગ્યો વિચારવા.

તોટક.

૫

સ્મિત એ કરતી
રમણી સુખમાં,
ઝટ આવી ઉભી
રહી અર્જુન જ્યાં,
નિજ આશ્રમમાં
મૃગચર્મ પરે,
જગદીશનું ચિન્તન
બેસી કરે.

વસંતતિલકા.

૬

ઉઠયો કરી વિનયથી
 ઝટ એ પ્રણામ,
પૂછયાં પછી કુશળ ને
 શુભ નામ ઠામ.
"હા! શા મિષે વન વિષે
 થયું આવવું ને,
કૌંતેય શું કરી શકે
 હિત?" પુછયું તેણે.

અનુષ્ટુપ.

૭

"અપ્સરા ઉર્વશી હું છું,
 સુંદરી સુર—લોકની"
ધીમેથી એમ બોલીને
 અંગના અટકી જરી!

૮

એકાન્તે અંગના દિવ્ય
 ભાળીને અવિકારી આ,
રહ્યો અર્જુન તેથી તે
 આશ્ચર્યે ડુબતી જ ત્યાં!

શિખરિણી.

૯

વળી વિચારે એ
રહી હૃદય અસ્થિર ધ્રુજતી,
તપસ્વી રાજસ્વી,
અરજુન તણા ક્રોધથી ડરી !
થતી શંકા કૈં કૈં
મન મહીં અતિ પ્રેમ વિષયે,
'સ્વીકારે બાળે વા'
વદી પછીથી અસ્થિર વચ એ.

વસંતતિલકા.

૧૦

"કૌંતેય ! છો ગુણ—નિધિ,
બળ——બુદ્ધિ——ધામ,
લોકે ત્રણે પ્રસરી,
આપની કીર્તિ નામ !
સૌંદર્યને નિરખતાં,
શરમાય કામ,
મુગ્ધા બને રમણીઓ;
સહુ ભૂલી ભાન !

૧૧

જોયા પ્રિય ! પ્રથમ મ્હેં
સુરનાથ સાથ,
ચારે મળ્યાં નયન કે
પડી પ્રેમ——પાશ !
ના કિન્તુ મ્હેં કદિ કહ્યું
નવ દુઃખ દાખ્યું,
ધારી ઉરે ધીરજથી
સહુ એય સાંખ્યું.

અનુષ્ટુપ.

૧૨

ગઇ કાલે ફરી જ્યારે,
સામા બેઠા પુરંદર,
આપેય ત્યાં વિરાજ્યાતા,
દેવોથી દિવ્ય ને વર !

૧૩

નૃત્ય હું કરતી'તી ત્યાં
ત્યારે ગાન મીઠું કરી,
આપને વદને રેખા
સુરેશે લહી સ્મિતની !

૧૪

પુરાં નૃત્યાદિ સૌ થાતાં
આપ સર્વ સિખાવીયા
ત્યાર કેડે મ્હને ઇંદ્રે
બોલાવી વચ કૈં વદ્યા !

મન્દાક્રાન્તા.

૧૫

સુણી એનાં વચન મનમાં
પ્રેમની જ્યોત જાગી,
ત્યાંથી આવી પ્રિયતમ કને
પુરવા આશ મારી,
આવો વ્હાલા પ્રિયતમ ! તમે
પ્રેમ મારો સ્વીકારી,
માણો ભોગો સુર સદનની
સુન્દરી સાથ સ્વામી ! ”

અનુષ્ટુપ.

૧૬

સુણીને વચન આ ત્હેનાં,
પાર્થ આશ્ચર્યમાં પડે,
વિચારી મનમાં ધીમે
ઉર્વશી પ્રતિ ઉચ્ચરે.

વસંતતિલકા.

૧૭

" દિવ્યાંગના ! વદતી શું
વચ, વિહ્વલા થઇ ?
વ્હાલી સુરેશ તણી તે
મુજ માત શી તું !
આનંદથી સ્મિત કર્યું
શચિનાથ પાસ,
તેમાં નહીં વિષય કે
તુજ પ્રાપ્તિ આશ !

૧૮

ભૂલ્યા દિસે સમજતા
મઘવા જરૂર,
આ પાપ માપ વિણુ
મશ્કરી મ્હારી ક્રૂર !
માતા ! હવે વિસરી આ
સહુ પાપ કર્મ,
દેજો ક્ષમા; જરૂર એ
તવ માતૃ——ધર્મ !

અનુષ્ટુપ.

૧૯

મૃદુ ઉર્વશીને હૈયે
વાગ્યાં ઉંડાં શરો હતાં,
ભર્યાં ભક્તિથી વાક્યો આ
ઘા એના ન રૂઝી શક્યા,

૨૦

લાડીલીએ તજી લજ્જા
વદે કામાન્ધ કામિની !
જેમ આહૂતિ લેવાને
વાધે જ્વાળ હુતાશની !

વસંતતિલકા.

૨૧

"કામાર્ત છું, પ્રિય નહિ
કહિ આવું બોલો,
છોડી મને નવ જશો
દિલ દેવ ! ખોલો;
ચીરાયું આ હૃદય
મન્મથ તીવ્ર બાણે,
સિંચી સુધા હૃદય ઘા
રૂઝવોજી પ્રાણ !

૨૨

હા હન્ત ! આ અસુ હિણે
    કુસુમાયુધે રે,
છે જુલ્મ તો બહું કર્યાં
    મુજ હૈયું ચીરે !
એકાકિનીય અબળા
    મુજને નિહાળી;
લો પક્ષ, આપ ચરણે
    शरणागतास्मि. ”

અનુષ્ટુપ.

૨૩

આંછાં ને અધુરાં એવાં
    અંગના એ વચો વદી,
ઘવાએલી ઝુલઝુલી શી
    તેહ નીચે ઢળી પડી !

૨૪

બાળીને દર્દ આ ત્હેનું
    ડગ્યો પાર્થ દીલે નહિ,
ઉંડું આશ્ચર્ય ત્યાગીને
    આદરે પ્રતિકાર કૈં.

વસંતતિલકા.

૨૫

મૂર્છા તણા શમન માટ
 વિચારી પાર્થ,
લેતો છલાછલ જળે
 ભર્યું તુંબી—પાત્ર !
છાંટે મુખે રમણીને
 ભરી અંજલીઓ;
ધીરે ધીરે ત્યજતી
 ઉર્વશી મૂર્છના હો !

અનુષ્ટુપ.

૨૬

પ્રભાતે પાંદડી જેવી
 ઉઘાડે જળ પોયણી,
તેવી ધીરે ઉઘાડીને
 આંખ એ નિરખી રહી.

૨૭

ધીમેથી અંગ સંકેલી
 ઉઠી એ ત્યજી મૂર્છના
દિવ્ય એ અપ્સરા દેહે
 વાધી સૌંદર્યની પ્રભા !

૨૮

પાર્થને પ્રણમી પ્રેમે
કાલાવાલા કર્યા ઘણા,
નિશ્ચલ ધ્રુવ શો હૈયે
વીર તે ન ડગ્યો જરા !

૨૯

વિચિત્ર વિશ્વમાં ભાસે
પરિવર્તન પ્રેમનાં,
જન્મતો ક્રોધ વાધે છે
સૂર્ય જેમ જતાં ઉષા.

મન્દાક્રાન્તા.

૩૦

તેવો વાધ્યો રમણી મનમાં
કામ જાતાંજ ક્રોધ,
જ્વાળા જેવો અતિ ભભકતો
થાય તેનો ન રોધ;
અંગે અંગે અતિશય વધ્યો
અંગનાનેય ક્રોધ,
ને દેતી ત્યાં નીજ મુખ થકી
ઉર્વશી ઘોર શ્રાપ,

વસંતતિલકા.

૩૧

" રે પાર્થ ! ના જરી દયા
દિલમાં ધરે તું,
ઇચ્છા અરે અબળની
ન પુરી કરે તું!
વ્યાપ્યો દીલે દુસહ ક્રોધ
અમાપ તાપ,
તેથી હવે દઉં ત્હને
જ પ્રચંડ શ્રાપ!"

અનુષ્ટુપ.

૩૨

અપ્સરાનાં સુણી આવાં
વચો; અર્જુન દેહમાં,
છુટી કંપારી ને બોલ્યો
બોલ એ સ્પષ્ટ ન્યાયના.

વસંતતિલકા.

૩૩

" તું માત ધર્મની,
કરૂં ન હું દેહ સ્પર્શ,
કંપું થતાં હૃદે હું
એહવું ઘોર પાપ.
દેવો ગમે યદિ તનેય
પ્રચંડ શ્રાપ
તો ટાળીને સમય તું
મુજને જ આપ ! "

અનુષ્ટુપ.

૩૪

ન્યાયનાં વચનો આવાં
વદાયાં સુણી ઉર્વશી,
પાર્થના ભાવિ હિતાર્થે
શ્રાપ સ્હેજે દીયે પછી.

હારણી.

૩૫

" સુરસદનમાં સ્વર્ગે
લાગુ પડે નહી કાયદા,
મનુસ્મૃતિ તણા સ્હેજે
લાગે અયોગ્ય અહીં બધા.

તવ જનનીના જેવી
તેથી મને ન ગણી શકે,
પણ હૃદયની વાંચ્છા
મ્હારી બધીય પુરી શકે.

૩૬

થઇ પુરૂષ ત્હેં પાર્થ !
પૂર્ણ ઈચ્છા કરી નહીં,
રહે વ્યંઢલ તું વર્ષ
એક સુધી ધરા મહીં ! ”

૩૭

શ્રાપ એ ઉર્વશી આપી
રણુકાતી નુપૂરને,
જતી: અર્જુન ત્યાં મુગ્ધ
ઉડા આશ્ચર્યમાં પડે !

૩૮

શું વૈવિધ્ય નીતિ કેરૂં
લાગતું સુર લોકમાં !
સૌંદર્યના ભોગી સુરો શું
શીલને ; ન પ્રમાણુતા ?

૩૯

ખરે ! સૌ પુણ્યયોગેથી
આવતા સુર લોકમાં,
ક્ષીણે પુણ્યે મૃત્યુલોકે
વિશાન્તિ વચ એ ખરાં !

વસંતતિલકા.

૪૦

નીંદો ભલે અબુધ
સ્તુતિ કરો સુજ્ઞાની,
લક્ષ્મી યથેચ્છ મળતી કે
પળતી સમૂળી,
આજેજ કે મરણ થાય
યુગાન્તરે વા
ના ન્યાયમાર્ગથી ભરે
પદ પાછું ધીર



जयन्ति ते सुकृतिनो
रससिद्धाः कवीश्वराः ।
नास्ति येषां यशःकाये
जरामरणजं भयम् ॥

* * * *

मत्तेभेन्द्रविभिन्नकुम्भकवल-
ग्रासैकबद्धस्पृहः ।
किं जीर्णं तृणमत्ति मानमहता-
मग्रेसरः केसरी ॥

* * * *

विद्या ददाति विनयम्
विनयाद्याति पात्रताम् ।
पात्रत्वाद्धनमाप्नोति
धनाद्धर्मं ततः सुखम् ॥